સૂરિની સરત, જતિ સમુદાયની એ વખતની રહેણી-કરણીનું આબેહૂબ ચિત્ર રજુ કરે છે-સરતોના શબ્દોની સહાયથી આપણે એ ચિત્ર ઉપર ટપકે જોઇ લઇએ.

(૧) યતિવર્ગ, જૈન મુનિ-જનને ઉચિત એવા આવશ્યક વિધિપાલનમાં પુરૂં શૈથિલ્ય દાખવતો હોવો જોઇએ. એટલે શ્રી રાજેન્દ્રસૂરિ પ્રથમ સરતમાં જ પ્રતિક્રમણ, પડિલેહણ, પચ્ચખાણ ઉપર ખાસ ભાર મૂકે છે. માદલીયા, જંતર તથા બીજી ધાતુઓની વસ્તુઓ નહીં સંઘરવાનો આગ્રહ કરે છે. શ્રાવક-સમુદાયની સાથે પ્રતિક્રમણ કરવાની અને રોજ દેવદર્શને જવાની પ્રવૃત્તિને સત્કારવા સૂચવે છે.

(૨) ઘોડા, ગાડી તથા વાહન વિગેરેમાં આ યતિઓ બહુ ભારે ખરચ કરતા હોવા જોઇએ એમ આ બીજી સરત ઉપરથી ફલિત થાય છે. સૂરિજીએ એનો સ્પષ્ટ નિષેધ કર્યો છે.

(૩) આયુધો ઉપર પણ એમનો મોહ હશે. એમ આ ત્રીજી સરત સ્પષ્ટ કરે છે. યતિવર્યો પોતાને રાજવીની પંક્તિમાં જ લેખતા. જૈનસમાજ એમને પૂજ્ય અને વંદનીય માનતો હોવાથી ક્રમે ક્રમે એમનામાં રાજસત્તાના અભિનિવેશે પ્રવેશ કર્યો હતો. અને રાજાને આયુધો વિના કેમ ચાલે? ધર્મશાસનના સંચાલકને સાત્વિક આયુધો જ શોભે. અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય અપરિગ્રહ એજ ખરૂં જોતાં સાધુ પુરૂષનો આયુધાગાર ગણાય, પણ અભિમાન અને સત્તાની અતિશયતાએ ધર્મવૃત્તિને ગુંગળાવી નાખી હતી. યતિઓ બંદુક, તલવાર, ભાલા, ખંજર, રીવોલ્વર આદિ લડાયક સામગ્રી, બીજા કશા ખાતર નહીં તો શોભાની ખાતર પણ રાખતા. શ્રી સૂરિજી એ બધાનો ત્યાગ કરવા પ્રબોધે છે.

(૪) સ્ત્રીઓની સાથે એકાંતે નહીં બેસવાનો, વેશ્યા તથા નપુંસકોને આશ્રય નહીં આપવાનો આમાં ખુલ્લો ઉલ્લેખ છે. એ સામાન્ય ઉલ્લેખ, અર્થ કે વિવેચન વિના પણ સમજાય એવો છે.

(૫) આ સરત તમાકુ, ગાંજો, ભાંગ વિગેરે વ્યસનો ઉપર સીધો પ્રહાર કરે છે. વ્યસનનો દાસ બનેલો મનુષ્ય રાત્રિભોજન કરવા લલચાય એટલુંજ નહીં પણ આચારધર્મે જેને અભક્ષ્ય પદાર્થો ગણ્યા છે–લસણ, ડુંગળી આદિ તેનો ઉપયોગ કરવા પ્રેરાય એ સાવ સ્વાભાવિક છે. જૈન સાધુ–યતિએ આ વ્યસનની છાંયા સરખી નહીં લેવી જોઈએ, તેમ એવો કોઇ સંગાથી આવી ચડે તો પણ તેનો સહવાસ ન કરવો, એમ આ સરત કહે છે.

(૬) સ્નાન–વિલેપન, દાતણ દ્વારા દંતશુદ્ધિ ઈત્યાદિને સંયમી પુરૂષ શૃંગાર–સામગ્રી સમજે છે. દેહ વિષેની પરમ મમતા જ આવી શૃંગારિક ટાપટીપ તરફ તાણી જાય છે. ત્યાગી સાધુને એ પ્રવૃત્તિ ન શોભે. શ્રી સૂરિજી ફરમાવે છે કે વનસ્પતિનો નાશ ન કરવો, લીલોતરી અને કાચા પાણી આદિ સચિત્ત વસ્તુઓનો વહેવાર ન કરવો, દાતણ ન કરવું, તેલ ફુલેલ ન લગાવવાં, કુવા તળાવ–વાવમાં હાથ–પગ ન ધોવાં.

(૭) વધારે માણસો રાખી સીપાઇ–ખરચ ન વધારવું. જીવહિંસા કરનારા નોકરો ન રાખવા. યતિઓ રાજદરબારની જેમ પોતાની પાસે સીપાઇઓનું નાનું સરખું પણ સૈન્ય ધરાવતા હશે. આ કલમ ઉપરથી એમ લાગે છે કે નોકર–ચાકર ન જ રાખવા એમ શ્રી રાજેન્દ્રસૂરિજી કહી શકવાની સ્થિતિમાં નહીં હોય અને તેથીજ એ સામસામા પક્ષ વચ્ચે એક પ્રકારની સંધી કરાવતા હોય એવો આભાસ મળે છે.

(૮) અનુયાયી ગૃહસ્થોને દબાવીને-સતાવીને એમની પાસેથી પૈસા ન લેવા એમ આ સરતમાં કહેવાયું છે. પૈસાનો પરિગ્રહ જ જૈન-મુનિને શા સારૂ જોઇએ ? દ્રવ્યનો મોહ ન હોય તો ગૃહસ્થોને સતાવવાનો–કનડવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે ? પરંતુ શ્રીસૂરિજી એમ ખુલ્લું કહી શક્યા નથી. કારણ કે પૈસા રાખવાની પ્રવૃત્તિનો સદંતર વિરોધ કરવા જતાં મોટો કોલાહલ થાય અને થોડી–પ્રાથમિક સુધારણા પણ અશક્ય બને એવી એમને ભીતિ હોવી જોઇએ. એ ભીતિ અસ્વાભાવિક કે અસ્થાને હતી એમ પણ કેમ કહેવાય ? યુગના મહાપુરૂષોને ઘણીવાર બહુ વિચિત્ર પરિસ્થિતિનો સામનો કરવો પડે છે. આદર્શની વાતને સ્હેજ ગૌણ બનાવી તાત્કાલિક મધ્યમ માર્ગ કાઢવો પડે છે. આ પ્રકારની સરતો સામે ઘણો ગંભીર કચવાટ ઉભો થયેલો હોવો જોઇએ એવી કલ્પના થઇ શકે છે. આવી મધ્યમ પ્રકારની સરતો પણ જાણે કે યુગાંતર કરાવનારી હોય એમ કેટલાકોને લાગ્યું હશે.

(૯) શ્રાવક–શ્રાવિકાઓને ખોટો ઉપદેશ ન કરવો. યતિઓએ રાત્રીના સમયે બ્હાર ન નીકળવું ચોપાટ, શતરંજ, ગંજીપો વિગેરેની રમતો ન રમવી. માથાના વાળ બહુ ન વધારવા–પગરખાં ન પહેરવાં અને રોજ શાસ્ત્રની ૫૦૦ ગાથાની સઝાય કરવી. મુનિજીવનની સાદાઇ અને સ્વાધ્યાયની આવશ્યકતા તરફ સૂરિજીની કેટલી જાગ્રત દ્રષ્ટિ હશે તે આ સરતથી સમજાય છે.

શ્રીસૂરિજી આ સરતો પોતાની લાગવગથી મંજુર કરાવી શક્યા. શ્રી રાજેન્દ્રસૂરિજી પોતે એક પ્રકારના રાજવૈભવનો ત્યાગ કરી જતા હોય-ક્રિયાના પુનરૂદ્ધાર અર્થે પોતાની તમામ સત્તા અને વિલાસ વોસરાવતા હોય અને સાથે બીજા નાના–મોટા

રાજકુમારો જેવા પૂજ્યોને મુનિપણાની બીજીવાર દીક્ષા આપતા હોય એવું એક સુંદર-ભવ્ય ચિત્ર આપણી આંખ આગળ ખડું થાય છે.

ઘરનાં સુખ-સગવડનો ત્યાગ કરનાર આ પુનરૂદ્ધારક જ્યારે જાવરામાં પોતાની છડી, ચામર, સૂરજમુખી, છત્ર, સુખાસન વિગેરેને તિલાંજલી આપે છે ત્યારે એમની ત્યાગની ભાવના તથા ત્યાગની શક્તિ કેટલી અચળ અને બળવાન્ હોવી જોઇએ તે કોઈને શબ્દોથી સમજાવવાની જરૂર નથી રહેતી. એમનો ત્યાગ પોલો અથવા દંભના અંશવાળો હોત તો તેઓ સહેજે પોતાના સાધનોનો બચાવ કરી શકત. પરંતુ આસપાસના સહચારીઓ-અનુયાયીઓ ઉપર એની આટલી તલસ્પર્શી અસર ન થવા પામત.

× × × ×

શ્રી રાજેન્દ્રસૂરિજી એક જન્મસિદ્ધ યુગપ્રભાવક હતા. યુગપ્રભાવકને પહેલાં તો ઘણી સાફસુફી કરવી પડે છે. સૈકાઓ જૂના જાળાં-જાંખરાં કાઢવા જતાં ઘણો કચરો ઉડે છે અને કવચિત સાફસુફી કરનારને જ એવા મેલના છાંટા ઉડે છે. શ્રી રાજેન્દ્રસૂરિ શુદ્ધ પુનરૂદ્ધારક હોવા છતાં એમની ઉપર ત્રણ થોઇ પ્રવર્ત્તાવવાનો આરોપ મૂકાયો. શ્રી સૂરિજીએ આ વિષે ઘણો અસરકારક શાસ્ત્રાર્થ કર્યો છે-ત્રણ થોઇ જ શાસ્ત્રીય-વિહિત છે એમ એમણે પ્રમાણપૂર્વક સિદ્ધ કરી બતાવ્યું છે. પણ સામાન્ય વાચકે એટલા બધા ઉંડા પાણીમાં ઉતરવાની જરૂર નથી. ત્રણ થોઇના પ્રચાર પાછળ-પુનરૂદ્ધાર પાછળ એ સૂરિશ્રેષ્ઠના કેવા પવિત્ર મનોભાવ હોવા જોઇએ તે જો આપણે એકવાર સમજી શકીએ તો એ આરોપ-આક્ષેપમાંથી શ્રી સૂરિજીને તદ્દન મુક્ત અને નિર્દોષ હોવાનું આપણે હિમ્મતપૂર્વક કહી શકીએ.

દેવ-દેવીઓની વધારે પડતી, અનાવશ્યક ઉપાસનાએ ભલભલાં શ્રદ્ધાળુઓની શ્રદ્ધા અને સ્વાભાવિક શક્તિને હણી નાખી છે. ઋદ્ધિ-સમૃદ્ધિના ભંડારની બધી ચાવીઓ જાણે દેવતાઓના જ હાથમાં હોય એમ આપણે માની લીધું છે. દેવ-દેવીની કૃપા કે મહેરબાની ન હોય તો પામર મનુષ્ય શું કરી શકવાનો હતો? આ માન્યતાની સાથે જૂદા જૂદા પુરોહિતો, માંત્રિકો-તાંત્રિકો અને યતિ-ગુરૂઓએ ભ્રમજાળને વધુ ને વધુ ફેલાવવામાં સહકાર આપ્યો. બાધાઓ, માન્યતાઓ, દોરા-ધાગા, મંત્ર-તંત્રોવડે વ્હેમનાં વાદળાં દિન-પ્રતિદિન વધતાં જ ચાલ્યાં. આજે પણ આપણો દેશ કે સમાજ એની છાયાથી છેક નિર્લિપ્ત છે એમ કોણ કહે છે?

શ્રી રાજેન્દ્રસૂરિજીએ જોયું કે દેવ-દેવીઓને અણઘટતાં આસનો મળી ગયાં છે. શુદ્ધ, આત્મહિત સાધનારી ધર્મક્રિયાઓમાં પણ દેવ-દેવીઓની ઓછી દરમ્યાનગીરી નથી. અને જેઓ અજ્ઞાનમાં ગળા સુધી બૂડેલા હોય, ગુરૂઓ ઉપર આંધળી શ્રદ્ધા રાખી, હતાશ બની બેઠા હોય તેઓ દેવ-દેવીને નામે લૂંટાયા વિના કેમ રહે? એમને બચાવવાનો એક જ માર્ગ શ્રીસૂરિજીએ જોયો. એમણે સંસારના મેદાનમાં-ખુલ્લા ચોકમાં ઉભા રહી જાહેર કર્યું—

"અવ્રતી, કષાયયુક્ત એવાં દેવ-દેવીને ધર્મક્રિયા નિમિત્તે વારંવાર વંદના કે યાચના કરવાની જરૂર નથી."

દેવ-દેવીઓની સામે ખુલ્લે-ખુલ્લી જેહાદ જગવનાર આ પુરૂષ કોણ નીકળ્યો? દેવ-દેવીનું નામ પડતાં જ જેમનાં ઉન્નત મસ્તક નીચે નમી પડતા તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો. દેવ-દેવી-

ઓને એમનાં પુરાતન આસનેથી ખસેડનાર કોઇ જબરજસ્ત પુરૂષ હોવો જોઇએ એમ સૌને લાગ્યું. એક મનુષ્ય, બીજા મનુષ્યથી ગભરાઇ જતો હોય ત્યાં દેવના નામે આવી ખુલ્લી પ્રરૂપણા કરનારની ધાક બેઠા વિના કેમ રહે ?

બીજી તરફ જેઓ દેવ–દેવીઓને નામે સમાજ ઉપર અનેકવિધ અધિકાર માણતા, માણુસની નબળાઇને અંગે જેઓ મંત્ર–તંત્ર, વરદાન, સંકલ્પસિદ્ધિની મોટી દુકાનો ચલાવતા તેઓ આ અહાલેક સાંભળી આશ્ચર્યચકિત બન્યા.

શ્રી રાજેદ્રસૂરિની આ પ્રરૂપણાએ વિજળીના આઘાતની જેમ સમાજને એકદમ જાગૃત બનાવ્યો. એમણે દેવ–દેવીની સ્તુતિવાળી ૪ થી થોઈ અશાસ્ત્રીય–પાછળથી પ્રક્ષિપ્ત થએલી જાહેર કરી. જેઓ યુક્તિથી એની સામે લડી શકયા નહીં તેમણે શ્રી રાજેન્દ્રસૂરિ ઉપર નવા પંથ–પ્રવર્ત્તનના મેલાં છાંટા નાખી સંતોષ માન્યો.

સૂરિજીએ સઘળા જ વાંધા–વિરોધોના સચોટ ઉત્તરો આપ્યાં છે. એની પુનરૂક્તિ અહીં કરવાની જરૂર નથી. “ સૌધર્મ બૃહત્ તપગચ્છ ” ને નામે એમણે શાસ્ત્રીય વિધિવિધાન અને મુનિધર્મના પુનરૂદ્ધારનો પડકાર કર્યો.

એ પુનરૂદ્ધાર અંગે એમણે જે નવ નિયમો યોજ્યા છે તે એમની શાસનરસિકતા–ધર્મની ધગશના જ્વલંત પુરાવારૂપ છે. દેવ–દેવીઓના વધારે પડતા પાખંડ સામે જેમ તેમણે પડકાર કર્યો છે તેમ મુનિના રંગીન વસ્ત્ર, જિનમંદિરમાં અનાવશ્યક વસવાટ અને મુનિજીવન સાથે સંબંધ ધરાવતી નાની–મોટી અનેક સ્ખલનાઓ વિષે તેમણે જાહેર જુંબેસ ચલાવી છે. એ ઉપરથી

એ વખતે જિનમંદિરમાં વગર કારણે ઉપાસકો વધુ વખત વીતાવતા હોય અને મુનિઓ કીંમતી વસ્રો વડે પોતાના દેહને શોભાવતા હોય એવો ગર્ભિત ધ્વનિ નીકળે છે. મજુરો પાસે કે ભક્તજનો પાસે, સાધુઓ જો પોતાના વસ્ત્ર-પાત્રનો ભાર ઉપડાવતા હોય તો તેનો પણ આ યુગપ્રવર્ત્તકે નિષેધ કર્યો છે.

જમાનાના ઔદાસિન્ય અને શૈથિલ્ય સામે બેઠો બળવો જગાવનાર આ પુરૂષ, સામા પક્ષના આઘાતથી છેક બચી જાય એ અસંભવિત છે. આક્ષેપો અને આરોપોની એમણે બહુ દરકાર નથી કરી. સૌને એમણે સીધા જવાબ આપ્યા છે. અનેકવાર શાસ્રાર્થ કર્યા છે. એ રીતે રાજેન્દ્રસૂરિએ પોતાની શક્તિનું પાણી બતાવી આપ્યું છે.

અધ્યયન અને શાસ્રીય વાદવિવાદમાં જેમ એમના યુગમાં એ એક અજોડ શક્તિશાલી પુરૂષ હતા, તેમ તપશ્ચર્યા, વિહાર અને તડજોડમાં પણ એમની તાકાતના ચમકારા દેખાય છે. એકાંતરે ઉપવાસ [ ચાતુર્માસ દરમ્યાન ] અને એક સાથે બબ્બે ત્રણ ત્રણ ઉપવાસ કરવા એ તો એમને માટે સહજ વાત હતી. જ્ઞાન અને તપશ્ચર્યાનો એમણે સરસ મેળ સાધી લીધો હતો.

તપશ્ચર્યાની સાથે પહાડની ભયંકર ગુફાઓમાં રહી ધ્યાન ધરવાની એમની પ્રવૃત્તિ પણ આપણને આશ્ચર્યસ્તબ્ધ બનાવે એવી છે. ગુફાઓ, પર્વતશીખરો અને નદી કીનારા ઉપરના ગાઢ જંગલમાં રહી એમણે ટાઢ-તડકા અને વરસાદનાં ભયંકર કષ્ટો પ્રસન્ન વદને વેઠયાં છે.

વિહારનું ક્ષેત્ર પણ એમનું અતિ વિશાળ હતું. પ્રતિષ્ઠાઓ

અને અંજનશલાકા વિષે પણ એમણે ઉદાસીનતા નથી સેવી. એમ કહેવાય છે કે શ્રી સૂરિજીએ સો જેટલી નાની-મોટી પ્રતિષ્ઠાઓ કરાવી છે અને સાડાત્રણ હજાર જેટલી જિનપ્રતિમાઓની અંજનશલાકા કરી છે.

ગામ-ગામના મહાજનો વચ્ચે ચાલતા જૂના વિખવાદો પણ એમણે પોતાની ન્યાયવૃત્તિથી ધોઇ નાખ્યા છે. એક બીજા ગામનાં પાણી હરામ કરનારા જ્ઞાતિ મંડળોને સમજાવી એકતાના સૂત્રથી ફરિવાર બાંધી લીધા છે. મેવાડ માળવાના જૈન મહાજનો ઉપર એ સૂરિજીએ અનંત ઉપકારની વર્ષા કરી છે એમ કહીએ તો કંઇ ખોટું નથી.

× × × ×

એક મહર્ષિના સંબંધમાં એમ કહેવાય છે કે તેઓ પોતાના ગ્રંથલેખનમાં એટલા બધા તલ્લીન બની બેઠા હતા કે એમની પાસે થઇને એક જબરજસ્ત યુદ્ધસેના પસાર થઇ ગઇ તેનું પણ તેમને લક્ષ ન રહ્યું. જ્ઞાની અને યોગીની એ પ્રકારની તલ્લીનતા સમજાય એવી છે.

પણ જ્યારે એક સાહિત્યભક્ત બરાબર યુદ્ધની મધ્યમાં બેઠો હોય, ચોતરફથી બાણુની વર્ષા થઇ રહી હોય તે વખતે પણ એની સાહિત્યધારા અટૂટ અને અસ્ખલિત વહેતી રહે તો આપણે એને માત્ર તલ્લીનતા જ ન કહીએ. એમના ધૈર્ય અને જ્ઞાનાનુરાગ પ્રત્યે આપણું હૃદય ભક્તિભાવથી દ્રવિત થયા વિના ન રહે.

શ્રી રાજેન્દ્રસૂરિજી પુનરુદ્ધારક હતા, તપસ્વી હતા, શાસનના સ્તંભસ્વરૂપ હતા, જ્ઞાન દીપક પ્રકટાવનાર હતા એવું એવું તો ઘણુંયે કહી શકાય, પરંતુ તેઓ એક યોદ્ધા હતા અને છતાં

યુદ્ધની વચ્ચે બેસીને સાહિત્ય તથા જ્ઞાનની એકાગ્રપણે આરાધના કરી શકતા એમ એમના ગ્રંથોની સંખ્યા તથા વિષયોની તલસ્પર્શીતા જોયા પછી કોણ નહીં કહે ?

સૂરિજીનું આખું જીવન યુદ્ધના મેદાન ઉપર જ વીત્યું છે. એમને પોતાના જ ભાઇઓ અને અનુયાયીઓ સાથે તત્ત્વ તથા સિદ્ધાંતના સંબંધમાં પગલે પગલે ઝગડવું પડ્યું છે. સમાજના અજ્ઞાન અને અંધશ્રદ્ધા સામે પણ એમને કંઇ ઓછું ઝઝુમવું નથી પડ્યું. પરધર્મીઓ કે આક્રમણકારીઓ સાથે દ્વંદ્વ ખેલવા અને વિજય વર્ત્તાવવો એ સ્હેલી વાત છે. પણ પોતાના સ્વજનો સાથે નિરંતર યુક્તિ–પ્રયુક્તિ સાથે પેશ આવવું અને છતાં સૌહાર્દ તથા સદ્‌ભાવની ધાર સતત્ વહેતી રાખવી એ તો તલવારની ધાર ઉપર નાચવા જેવું દુઃશક્ય છે. શ્રી સૂરિજીએ એ દુઃશક્યતાને પણ સુશક્ય કરી બતાવી છે.

શીતળ છાંયામાં આરામથી બેસી સૂરિજીના જેવી જો કોઇએ માત્ર સાહિત્ય–સેવાજ કરી હોત તો પણ તે ધન્ય અને ચિરસ્મરણીય બની જાત. સૂરિજીએ લગભગ બાવન જેટલાં ગ્રંથો રચેલા છે. એ ગ્રંથોમાં અભિધાનરાજેંદ્રકોષ તો સર્વના મુકુટમણિ રૂપ છે એટલુંજ નહીં, જૈન મુનિઓની સાહિત્યસેવાના મંદિર ઉપર એક સોનેરી કળશ છે એમ વગર સંકોચે કહી શકાય.

શ્રી અભિધાનરાજેન્દ્રકોષની સમીક્ષા કરતા માનનીય, પ્રમાણભૂત ગણાય એવા પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ શ્રી રાજેન્દ્રસૂરિજીની શક્તિ, વિદ્વત્તા અને એકધારા અધ્યવસાયની મુક્તકંઠે સ્તુતિ કરી છે. સૂરિજીએ પોતાના જીવનમાં કદાચ બીજું કોઇ કાર્ય ન કર્યું હોત, માત્ર આ એક કોષ જ અર્પી

ગયા હોત તો પણ એમનું નામ અમર રહી જાત! આવી કોટીની સામાન્ય રચનાથી જો કોઇ સન્માનને યોગ્ય બની શકતું હોય તો સૂરિજી—જેમણે ચર્ચા અને શાસ્ત્રાર્થના યુદ્ધ મેદાનમાં ઉઘાડે શરીરે બેસી આ સંગ્રહ-સંશોધન અને સંપાદન કર્યું, તેઓ સાહિત્ય અને દર્શનના દરબારમાં વંદનીય બને એમાં આશ્ચર્ય જેવું શું છે?

પુનરૂદ્ધારકો અને સાહિત્ય સુભટો માત્ર લડવૈયાની શક્તિ લઇને જ જન્મે છે એમ જો કોઇ માનતું હોય તો તે ભ્રાંતિ છે. અંતરમાં આધ્યાત્મિકતાનું નિર્ઝરણુ ન વહેતું હોય તો પુનરૂદ્ધાર અને સાહિત્યરચના પણ નીરસ બની જાય. શ્રી સૂરિજીનું દીલ આધ્યાત્મિકતાના તત્ત્વોથી છલોછલ હતું. એ આધ્યાત્મિકતાએ જ એમના સંગ્રામમાં અને સાહિત્યમાં રોજ રોજ નવી શક્તિ પૂરી: રોજ રોજ ખીલતા સૂરિજીના જીવન-કુસુમોમાં અનન્ય સૌરભ અને અસામાન્ય સુકુમારતા ભરી દીધી. એમની સ્મૃતિઓમાંથી પણ જાણે કે દૂર-દૂરથી અધ્યાત્મની સુવાસ સ્ફુરતી હોય એમ લાગે છે.

સૂરિજીના જીવનને વિવિધ દ્રષ્ટિકોણથી જોઇએ તો કોઇ વખત તેઓ પોતાના સમુદાયની સંકુચિતતા અને શિથિલતાને, ચિકિત્સક જેટલી જ મમતા અને કડકાઇથી ધોઇ નાખતા દેખાય છે, કોઇ વાર મંદિરો અને મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા તથા અંજનશલાકા કરતા દેખાય છે, કોઇ વાર ગુફામાં કે નદી કાંઠાના નિર્જન પ્રદેશમાં કાયોત્સર્ગે રહી જાણે કે સંસારના સર્વ ઉપદ્રવોને પડકાર કરતા દેખાય છે, કોઇ વાર વિરોધીઓની સાથે સ્નેહ-સૌહાર્દભર્યા અંતરે શાસ્ત્ર અને સિદ્ધાંત, આચાર અને યુગાદેશ વિષે ગંભીર જ્ઞાનચર્ચા કરતા દેખાય છે, કોઇ વાર તપસ્યાથી

જીર્ણ બનેલા દેહની વાસનાઓને ઉગ્ર તપશ્ચર્યાના અગ્નિપુંજમાં બાળીને રાખ કરવા મથતા દેખાય છે, કવચિત્ માળવા–મેવાડ અને ગુજરાતના વિકટ અરણ્યો વીંધીને ચાલી જતી વર્ષાની વાદળી જેવી એમની કાયા દૃષ્ટિગોચર થાય છે તો કોઈ વાર સાહિત્ય રચના–ગ્રંથલેખનમાં મોતી જેવા સુંદર-સ્વચ્છ અક્ષરો પાડતી એમની લેખિની આસપાસની સર્વ જંજાળો સામે અટ્ટ-હાસ્ય કરતી દોડતી દેખાય છે.

શ્રી સૂરિજીએ લગભગ ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવ્યું. પણ એમના જીવનની વિવિધ પ્રવૃત્તિઓ જોતાં, એમના વિહાર અને ઉપદેશની તુલના કરતાં, જાણે અદૃશ્યમાં વિચરતી જ્ઞાનીઓની જમાતનો કોઈ એક સાધક, નક્ષત્રખચિત ગગનમંડળમાંથી એકાદ તારો ખરીને પૃથ્વી ઉપર ઉતરી આવે તેમ આ વિવાદ–કલેશ અને અજ્ઞાનથી બળી-ઝળી રહેલા પ્રદેશ ઉપર, ઉપદેશ–વારી સિંચવા માટે જ જાણે કે થોડા કાળ માટે આવી ચડ્યો હોય અને પોતાનું જીવનકાર્ય પુરૂં થતાં અહીંથી ચાલી નીકળ્યો હોય એવી કલ્પના થાય છે. સૂરિજી, એમના જીવનમંત્ર જેવો શાસન પુનરૂદ્ધારનો સંદેશ લઇને એ અવસરે ન આવી પહોંચ્યા હોત તો વિલાસ અને જોહૂકમીમાં ડૂબેલો ધર્માધિકારી વર્ગ અને અનાચારોથી રીબાતો અનુયાયી વર્ગ આજે કેવી શોચનીય સ્થિતિ ભોગવતો હોત ?

જૈન શાસનના સદ્ભાગ્યેજ શ્રી રાજેન્દ્રસૂરિજીને સર્જ્યા ! જૈન સમાજના બાકી રહી ગએલા પુણ્યબળે શ્રી સૂરિજીના જીવ-નમાં સિંહશક્તિનો સંચાર કર્યો. સૂરિજીએ જ માર્ગભૂલેલા ધર્મજીજ્ઞાસુઓને પ્રકાશ દાખવી રાજમાર્ગે દોર્યા ! એમણે જ પતન તરફ વહેતા ભદ્રિકોને પાછા વાળ્યા ! એમણે જ જૈન

સંપ્રદાયના શુષ્ક બનતા જતા ધર્મ ક્ષેત્રમાં સ્વર્ગગંગાનો પુનિત પ્રવાહ વહાવ્યો. સૂરિજીની માન્યતાઓ સાથે જેને મતભેદ છે, સૂરિજીના સિદ્ધાંત સાથે જેઓ સહમત નથી તેમનાં પણ મસ્તક એ સ્વર્ગસ્થ સૂરિજીની તપશ્ચર્યા, જ્ઞાનભક્તિ અને લોકકલ્યાણ-કામના પાસે ઝુકયા વિના નહીં રહે ! આવા યુગપ્રભાવક અને ક્રિયોદ્ધારકના પ્રતાપે જ જૈન શાસન જયવંતુ અને જીવંત રહ્યું છે અને રહેશે. યુગધર્મના એવા પયગંબરોને આપણા અનંત વંદન હોજો !






There was a stage in the history of Jainism when the leadership and guidance of the mass of followers were assumed by the Yatis. A class of these leaders was busy utilising their influence for the gain of cheap popularity. There was another class at the same time in existence which day by day indulged more and more in pleasures and luxuries of worldly men.

And it was not for the first time in the history of the Jains that such a stage was reached by those *who were in charge of the spiritual welfare* of the community. Imagine a huge caravan on a long journey, seeking rest at a caravansarai after the fatigue of the day and a body of the travellers taking the halting place as the goal, and refusing to move further. Such a stage was

reached by these holy men at the time about which we are speaking.

It is natural that the water accumulated in pools and puddles would begin to stink in absence of a supply of fresh water. So does Life sink into motionless and stationary meaningless forms in absence of Spirit. It has always happened in the annals of the Jain religion, as in those of others also, that at such times epoch-making and new-life-pouring reformers have come forward to open before the eyes of the followers new paths, fresh avenues, and better ways of life.

Among such epoch-makers and reformers Shree Rajendra Suri occupies an unique place. At a time when the leaders of religion were enjoying a nap of leisure, and their followers were indulging in the superstitious beliefs about ghosts and spirits, and the Jain civilization was fading away, the firmament of Jainism was enlightened by a new star. It was for this new comer to restore back to the faith its old grandieur and status by his sleepless vigilence, keen search for truth, austerity and fearlessness.

Shree Rajendra Suri was born as a merchant's son, and in the early stages of life he had travelled a good deal as a tradesman. On many

occasions during these travels case he showed how bold, resourceful, and adventurous he was. It was this young man who saved Sheth Saubhagyamalji from the tyranny of plunderers, and cured his daughter of an incurable disease. He was then known as Ratnaraj.

The father of Ratnaraj was known by the name of Rushabhdas, and the mother as Kesharibai. Bharatpur was their native place. Our hero was born on the seventh day of the bright half of the month of Posh of Samvat 1883. He had an elder brother named Manikyachand and a younger sister called Prema Ben.

After the passing away of the parents he successfully persuaded his elder brother to permit him to wear the white robes of a Sadhu, when he was barely twenty one years of age. His Guru Vijaypramodsuri sent him to Yati Sagarchandra of the Kharatar Gachha for receiving instructions, and there this young disciple showed glimpses of genius. After that he passed some time with Acharya Davendra Suri for further studies and experience, and won a place of honour in the estimation of that Acharya on account of his exceptional qualities and virtues. The Acharya appreciated his worth and taught him thoroughly the principles of religion. The progress of Ratnaraj

in the Path does not appear to be markedly rapid upto this stage. But then happens an incident which helps to bring out his hidden capacities. This single event manifests the unique qualities of the hero of this sketch.

× × × ×

Devendra Suriji was nearing the end of his life. He summoned before his death-bed his chief disciples Dharnendra Vijaya and Panyas Ratna Vijaya (afterwards known as Rajendra Suri) and said to the later, as if it were the expression of the last will of his life "I leave Dharnendra under your care."

After the passing away of Devendra Suri, Ratna Vijayaji carried out the will of his master by moulding Dharnendra Suri's life. On the other hand Dharnendra Suri also appreciated the greatness of Ratna Vijaya by conferring on him the post of "Daftari".

The position of 'Daftari' was at that period held in great esteem among the 'Yatis'. It was among them similar to the position of a minister in a royal court. To-day the custom of having Daftaris is almost extinct, but in those days none dared disobey the order of the head of the church or his 'Daftari'. These heads of the order were the 'de facto' rulers of the whole

sect of Jains. They wielded the power of punishing offenders, of dictating the mode of living during the four months of the monsoon, and of conferring positions. The 'Daftari' acted as the chief guide to the head in all such matters. Moreover it was left to the discretion of the Daftari to decide the channels for spending the money that came in the hands of the Head of the Order.

The Heads of the church in a way enjoyed the privileges of ruling chiefs. The Mogul Emperor Akbar had conferred on Hirvijaya Suriji the honour of the palanquin and such other appendages of royalty, which, however the recepient of the honour little liked to make a show of. But in course of time his successors took delight in the enjoyment of these decorations. They even felt offended if the temporal rulers did not honour them with these distinctions. The ruling Chiefs of Bikaner and Jodhpur had at one stage considered it necessary to place some control over such temporal honours enjoyed by the spiritual guides of the people.

However Ratna Vijayaji, could so far impress these Ruling Chiefs by his personality and outstanding qualities as to make them confer these marks of honour on Dharnendra Suriji. Thus he did carry out the last will of his late Guru.

The personal relations between [illegible] were very sincere and pure. Each [illegible] the other as he should, and [illegible] fraternal love between them.

Then happened an incident which brought [illegible] unforeseen change in this situation.

The holy days of Paryushana drew near. The disciples of Dharmendra Suri from far and near gathered round him for religious exercises. These are the days of penance when the sins and shortcomings of the past are washed away and fresh vows for a better and a purer life are made. However, even during these days an event took place which brought a sudden change in [illegible] Vijayaji's mode of life, and even as a snake casts off his worn-out skin, he bade farewell to his surroundings and associations, and left them. It happened in the following way.

The sacred period of Paryushan had commenced. These are the days when the worldly people, otherwise every day engrossed in the business of the market and household affairs, anyhow make up their minds to enter into a spirit of otherworldliness by dedicating a whole week to religious life. This is one and perhaps the only peculiarity associated with these holidays.

It awakens as if from a sleep of forgetfulness, the followers of the religion who find themselves arrested in the midst of earthly pursuits and enjoyment of luxuries, by a call from above. They seem to believe then, that some dearly loved thing is restored to them, and cutting themselves off from the usual routine of every day life, devote themselves to the visits of temples and worship and hearing of sermons. In fact there is a wave of enthusiasm about the practice of austerities and consecration of their entire time and energy to the reverence of the holy men and listening to whatever they say. There is an eagerness to wash off the dirt of the body and the mind among the whole class of disciples. Men and women and children, the learned and the illiterate, the young and the old each one of them is inspired to do his best in the direction of religious exercises. They seem to be on a watch for the advent of this week, and welcome its presence with all possible devotion and sincerity.

This spirit had completely pervaded over the holy seat of Ghanerav. The devotees were both sincere and rich, and Dharnendra Suri with his group of disciples had created for them a tense atomsphere of devotion

And in the course of these days one sincere

next day, but it created a deep pang into the very soul of Shree Ratan Vijayaji.

And he could not control his feelings on this occasion, but gave vent to them by speaking many a harsh word of reproach to Dharnendra Surin. All this was the outcome of his own faithful belief that the Sadhus should never think of indulging in any sort of luxury and should accept no gift that he did not need.

Another man in his place would have been charmed at the very sight of the overflow of riches, grandieur and luxuries round the Guru Not so Shree Ratna Vijayaji. He would not tolerate the leader being led by the followers. He would not understand the keeper of the souls of his flock yielding to the temptation of even a thing like attar.

Shree Ratna Vijayaji foresaw the decline and spiritual fall of the venerable Gurus and Sadhus. He understood where exactly this would lead them. A passing incident like that of the gift of attar to a Guru by a devotee led him to think long and deep, about the problem of the spiritual decline and fall of the whole sect of the Sadhus.

And the result of this was that he bade fare well to his associations and surroundings and

In the course of the conversation the Suriji clearly explained to the Nawab the goal of all religions. He kindled a new lamp in the heart of the Nawab by clearly impressing on him the truth that the seeker after the salvation of the soul was not hindered or obstructed by the minor distinctions of colour, caste or creed.

Hazrat Noor Khan, the Prime Minister of the Nawab could not help putting the following question :—

"You come in touch with numerous beautiful ladies in the course of your preachings and travels, and how can you possibly remain above the temptation of enjoying with them ?

And he replied :—

'A meat eater would naturally be attracted towards the ralish of a nicely cooked dish of meat. But if the man be a Mohammedan, and the dish happen to be pork, he would feel a hearty dislike for it. The Munis look upon all women as their sisters and daughters, and for them the struggle between enjoyment of beauty and renunciation does not arise."

He also pointed out to them to what a low stage descended those who yielded to that tem-

ptation, and so beautiful was his exposition that both the Nawab and his minister felt perfectly convinced, and understood the genuine value of the preacher and his teachings.

× × × ×

Dharnendra Suri, with the passing of days began to feel the great loss he had sustained in the parting of Rajendra Suri. He started negotiations for the return of the lost companion.

Rajendra Suri had not forgotten the promise he had given to Devendra Suri, the Guru who formed his mind, on his death bed, "I will take care of Dharnendra Suriji." And he really saw that there was a change of heart on the part of Dharnendra Suri which prompted the negotiations. He really believed that if the latter agreed to follow some concrete conditions, there was ample scope for future reform of the whole sect.

The terms dictated by him before he rejoined them amply reflect upon the state of things prevailing in those days. There was nothing by way of personal honour, status or comfort that he sought by those conditions. What he was concerned with was the regeneration of the holy men of his religion, and their observance of the rules and ceremonials of the creed. He had no

personal likes or dislikes for any men among them. He merely aimed at the uplift of their souls so as not to allow them to waver before trifles, and make them strong enough to shed their lustre before the world. This was his motive in dictating certain hard and fast rules for the conduct of the Yatis.

Each of the new rules dictated by Rajendra-Suriji, in fact, each term of the condition imposed by him presents a faithful picture of the life and conduct of the groups of the Yatis of those days. Guided by the wording of the terms, we shall try to realise the picture. They run as follows:—

( 1 ) Shree Rajendra Suri lays great stress on strict observance of such practices as '*Prati-kraman, Padilehan & Pachhkhan.*' He discourages the use and practice of preserving talismans and such other metal-made things by the Yatis, and exhorts them to welcome and encourage among the followers, visiting of temples and repeating the sacred vows every day. This leads us to believe that the Yatis of those days were very slack in the practice of such daily performances as they were required by the religion to observe.

( 2 ) In the second condition the Suriji clearly forbids the use of horses, carriages and vehicles

use of tobacco, hamp bhang, and such other intoxicants. One slip would lead to another, and a Sadhu who indulges in such things would easily yield to the temptation of the forbidden meals after sunset and a ralish for garlic, onions and such harmful vegetables. The Surup clearly says here that the Sadhus should never even once come under the shadow of the influence of such articles and should strictly keep away from the company of such as are habituated to their use.

(6) This item discourages the use of toilets, cleaning of teeth with a tooth-brush, baths, and such other practices. The Sadhus, says the Surup, are not expected to pay such attention to the physical body as would lead them to cut off green trees and vegetables and to use unboiled water. Anointing one's person, bathing or washing hands and feet in wells and tanks, and cleaning the teeth by the stick cut from a Babul tree—none of these should be practised by the Sadhus.

( 8 ) Here our Suriji discourages the practice of extorting money from rich disciples. In fact the Sadhus are supposed to have no money in their possession, and when once this greed for possession vanishes, there remains no need for extorting money. But the practice appears to have been so deeply rooted in the lives of the Sadhus that it was not an easy matter even for our Suriji to put a stop to it with one stroke of the pen. A good deal of opposition was likely to arise as a result of this, since the Sadhus valued money like businessmen in those days, and even for a reformer like Suriji such a step was risky. It may create an earthquake for those concerned, and may give rise to unforeseen troubles. The path of reformers is never smooth, and our epoch-making reformer even very cautiously trod the soil here.

( 9 ) Abstaining from misleading preachings, moving out at night time, playing such games as Chopat and chess, growing long hair on the head and the use of shoes of any sort, practising the recitation of 500 Gathas every day, was the next item. This indicates that the Suriji expected the Sadhus to live in a state of Awareness every day and every hour of the day.

And on the strength of his wide influence

It is a commonplace experience that an excess of undue devotion for gods and goddesses kills the innate capacities of faithful devotees. It has the tendency to strengthen the blind belief that the key to the treasure of all riches and prosperities lies in the hands of these deities, and that man is but a feeble creature, helpless to do anything without their assistance. This belief has been strengthened in all ages by priests, preachers and sellers and propagandists of incantations and talismans. It has been so in every age, and we can not boldly say that even our own age is free from such beliefs and practices.

Rajendra Suriji saw the evil of this. He could observe that even the salvation of the soul could not be saught by the devotees but through the agencies of gods and goddesses, and when such was the case, naturally priest-craft would profit at the cost of religion. He aimed at entirely checking this evil, and so he came foreword to proclaim boldly:—

"It is not an essential part of religious practices to dedicate oneself to the worship of gods and goddesses."

This bold announcement created a stir among the followers of the faith. Those whose heads

ever bowed down before the shrines of these deities were shocked beyond measure on hearing this bold announcement. But they could at the same time feel the greatness of the man who had the boldness to proclaim this. When man stood in awe of man and could not easily free himself of it, it was no common feat of human boldness to throw off all the fear and awe of superhuman beings.

And on the other hand those who, as agents of these gods and goddesses on the earth, conducted regular business and made profits, saw in this a clear loss to their business and feared that the charms and amulets which they sold in the name of the supernatural powers would not find their value in the market.

And much heated discussion arose out of this. There is a regular prayer devoted to gods and goddesses in religious books. Shree Rajendra Suriji had the boldness to announce that this part of the religious prayers was an interpolation and had no authenticity of religious sanction behind it. On hearing this his critics called him founder of a new religious sect. But Suriji did not mind any of these things. To him truth was truth for its own sake. He aimed at a better faith and a nobler mode and code of life for the

priests of the faith, and did not care for the opinions of the orthodox.

On the contrary this gave him an opportunity for the introduction of a new code of conduct for the Sadhus and their devotees. Here he could express his dislike for the various coloured garments used by the Sadhus and the high price which their disciples had to pay for them.

As it has been observed in the lives of all the reformers of the world, so also we have occasions to observe in the life of the hero of this sketch, that he had to face great oppositions and enter into heated debates with his opponents. He was ultimately able to maintain his opinion and prevail upon his opponents to look at things from his own angle of vision.

Nor were his capacities confined to religious debates only. He was equally great in his own observances of religious practices. Entire fasts for two or three or eight days, in succession were a very common practice with him.

Oftentimes we find him entering caves not visited by men before, and throwing himself in an attitude of meditation for long periods. In severe cold, strong sunshine and under torrents of rain he has been observed to enter thick forests and

undergo stern austerities which were not known to the Sadhus of his day.

He traversed enormous distances during his travels and offered worship to the Jin Idols with all proper rites. He restored peace between the Mehajans of different places whose quarrels had gone beyonnd the hope of any reconciliation. This was a valuable service that he rendered to his co-religionists in Mewar and Marwar.

It is said about a philosopher that when he was once sitting deeply engrossed in writing, a great army marched by him and he was not aware of it. This is the attitude of all Yogis and thinkers.

If we observe a writer sitting in the midst of a battle field, around whom arrows fly from all sides, and yet unheeding these messengers of death, pursuing his own work with concentration and an even mind, we can not help feeling reverence for him.

Shree Rajendra Suriji was a reformer. He was an austere disciplinarian, and a torch-bearer to those who struggled in darkness. But he was also an all-round penman, and in the very midst of the battle-field of this world, he sat, headless of the arrows shot at him, and poured his thoughts in many forms of books which are for us to-day a valued treasure.

And it is no exaggeration if we say that his whole life was passed on a sort of battle field. For the sake of noble principles he had to fight with his co-workers and followers. He had to kindle light where darkness was the thickest. and the inmates of those regions of darkness revolted against the ray of light. This task was more difficult than that of those who fight against people of other religions, since it would need extreme patience to bring to the right path the lost sheep of one's own fold. Love was the only weapon he could wield, and sympathy was his only stimulent. His heart shed tears on many an occasion, and he bore all opposition for the sake of his fraternity.

If the Suriji had only chosen literature as the mission of his life, even then he would have left an immortal name behind him. In spite of his varied activities in many fields he found time to write as many as fifty-two books, and of these Abhidhan Rajendra Kosh is an unique treasure for all times and an epitome of learning among all religious books.

Both Eastern and Western reviewers have spoken very highly of this Abhidhan Rajendra Kosh and expressed very high opinions for its very learned author. It is their firm opinion that this one work in itself is a sufficient monument

of the Suriji and precious enough to afford him a place among first-rate writers of all ages.

A fighter by birth against the evils of his age, the Suriji was at heart a sober and serious sage with high spiritual qualities, and had to wield arms against certain mal-practices of his day because he was born to usher light where chaos and darkness ruled. In him we find the hero as a thinker, a warrior and a torch-bearer. Epoch-makers are gifted with such qualities of head and heart.

And let us picture before our eyes a variety of activities of diverse nature, and watch and follow the manysidedness of his mission. We find him at one time exhorting his followers to throw off the narrowness and feebleness that did not befit their creed. At another time we find him in solitudes and wildernesses, practising austerities of a stern nature. Next we observe him in the midst of a host of opponents, entering into debates and arguments with them and winning them over to his view-point by love and reason. Often we meet him travelling over long and weary distances through wildernesses and forests, and ever carrying peace and patience wherever he went. And once again we find him as an accomplished pen-man and scholar, composing and contributing to the literature of the world, works of a rare and unique nature.

Suriji lived to the age of eighty years. However, when we take a review of the many-phased activities of his life, we can not but feel that he came with a mission and dis-appeared like a star of the first magnitude from the sky when he saw that his mission was accomplished. But for his advent the society for whose regeneration he descended on the earth would have sunk down into a state of chaos and anarchy, without the hope of ever emerging out of that state. Epoch makers and seers arrive when the world needs them and do not over-stay their time.

And Jainism grew richer and nobler by his mission. He was, for his friends and followers a torch-bearer that led them from darkness to light. He was a friend, philosopher and guide to thousands that went astray in spite of themselves. He created oases in the hearts of deserts and made rivers flow where the soil was growing dry and dead. Even those who disagree with his views can not but admire his lofty character, his noble sincerity his unselfish efforts for his fold and his high qualities. Such prophets have age after age kept alive the splendours of human race and added to the glory of mankind. May their memory be ever green on the soil of our hearts !